**શ્રીગોપીજન વલ્લભાય નમ:**
**શ્રીવલ્લભાચાર્યજી કૃપા**
**પુષ્ટિમાર્ગ સિદ્ધાંત સંસ્કાર**





બ્રહ્મ નો વિચાર કરવો - વિચાર આવવો - વિચાર લાવવો કેટલો તફાવત છે આ ત્રણે માં!
ગયા પ્રકરણ માં વિચાર ઉદભવવો તે એક સામાન્યત ગુણધર્મ છે, જે કોઈને પણ જ્ઞાન અને જિજ્ઞાસા જગાડી શકે છે. કારણકે તે પોતે પણ એવું તત્વ છે જે આ વિશે વિચાર અને જિજ્ઞાસા જગાડી શકે છે. વિચાર અને જિજ્ઞાસા ઉદભવ્યા બાદ જન્મ જ ફલ પ્રમાણિત ગતિ છે - અધ્યયન નિધિ છે - જ્ઞાન છે - લક્ષણ છે.

**" जन्माध्यस्य यत: शास्त्रयोनित्वात् "**

શાસ્ત્રમાં બ્રહ્મ સર્વત્રનું કારણ છે, બ્રહ્મ જગતનું કર્તુ છે, કારણકે વેદ કહે છે. વેદ તેનું પ્રમાણ છે, વેદ બ્રહ્મનું સ્વરુપ લક્ષણ અને કાર્ય લક્ષણ દર્શાવે છે.
બ્રહ્મ સદા સત્ય છે
બ્રહ્મ સદા જ્ઞાન છે
બ્રહ્મ સદા અનંત છે
બ્રહ્મ સદા નિત્ય છે
બ્રહ્મ સદા પ્રેમ છે
બ્રહ્મ સદા શુદ્ધ છે
બ્રહ્મ સદા મુક્ત છે
બ્રહ્મ સદા નિરપેક્ષ છે

આ સ્વરુપ લક્ષણ અને કાર્ય લક્ષણ બ્રહ્મનું કર્તુત્વ પ્રમાણિત કરે છે જે પ્રાપંચિક ધર્મોથી રહિત છે અને ફલ સાથે સંબંધિત છે, જેનાથી જગત, જીવનું જન્મવું પરિણામ છે. જેનો ગુણધર્મ આકર્ષણ છે. અર્થાત અહીં જે પણ પરિણામ કે પરિવર્તન થયું તે બ્રહ્મની કર્તુત્વતા છે. આ કર્તુત્વતાનાં ફલને સમજવા જ બ્રહ્મ જ્ઞાન પામવું યોગ્ય છે. આ બ્રહ્મ જ્ઞાન વેદમાં છે, જે કર્મ વિજ્ઞાન અને વૈજ્ઞાનિક સિદ્ધાંતો થી સિદ્ધ પામેલાં સિદ્ધાંતોનાં બંધારણથી ઘડેલા નિયમો અને વ્યવહારોથી અપનાવાય છે. આ મૂળ સિદ્ધાંતો અને નિયમોથી જ સિદ્ધ થાય છે - બ્રહ્મ થી જ જગતની ઉત્પતિ, સ્થિતિ, અને પરિવર્તનતા છે. (જે અંતે બ્રહ્મવિત્ 'પર' ને પ્રાપ્ત કરે છે અથવા પામે છે.) આ મૂળ સિદ્ધાંત સમજવો જોઈએ કે બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનંત છે, (જે હૃદય આકાશમાં મૂળ વિપશ્ચિત્ પરમવ્યોમ બ્રહ્મની સાથે સદા સર્વ કામનો ભોગ કરે છે.) આ જ સિદ્ધ કરે છે " કર્મ નો સિદ્ધાંત " એટલે જ બ્રહ્મ કર્તુત્વ છે. એટલે જ દરેક ક્રિયાનું ફલ અને દરેક ફલ પ્રમાણે ગતિ અને પરિવર્તન.

આ સમજવા માટે જ શાસ્ત્ર અને ધર્મ શાસ્ત્ર સમજવું અતિ આવશ્યક છે. અનેક ઋષિ મુનિઓથી અંગિત થયેલી, અનુભૂત પામેલી, સાર્થક કરેલી ધર્મ અને શાસ્ત્રરુપિ નિરુપેલી આ વેદની શ્રુતિઓ - ઋચાઓ, વેદાંતના સૂત્રો, શ્રીમદ્ ભાગવત અને શ્રીમદ્ ગીતા સાથેનાં સિદ્ધાંતોની પ્રસ્થાન ચતુષ્ટયી સંશય અને સંદેહ નિવારણ કરી શ્રેષ્ઠ પરિણામોથી બ્રહ્મની શ્રેષ્ઠતા અને યોગ્યતા સિદ્ધ કરે છે. (એટલે જ પરબ્રહ્મને જગતનાં કર્તા તરીકે વર્ણવામાં આવ્યું છે.) બ્રહ્મ જગતની ઉત્પતિ, સ્થિતિ, પરિવર્તન અને યોગ્ય ગતિ કરે છે (તેથી જ પરબ્રહ્મ સર્વભવન સમર્થ અને અચિન્ત્ય ઐશ્વર્યવાળા છે. ) વેદ જ કર્તુત્વનો બોધ કરે છે, વેદ જ પરમ આપ્ત - સત્યવક્તા છે. એટલે જ ન કોઈ કાલ્પનિકતા કે અકૃતતા કે અન્યથા-આરોપિત અર્થ હોતા નથી. વેદ અનેક બ્રહ્મો જ્ઞાનીઓનાં અનુભવ અને અનુભૂતિનાં સિદ્ધાંત સમૂહનું વિજ્ઞાન છે - પ્રજ્ઞાન છે - બ્રહ્મ જ્ઞાન છે. આ સૈદ્ધાંતિક શ્રુતિઓ - ઋચાઓ જ બ્રહ્મને શ્રેષ્ઠતા શિક્ષિત કરે છે. બ્રહ્મ તેને અપનાવી પોતાને યોગ્ય ઘડે છે - જ્ઞાન પામે છે, સિદ્ધિ પામે છે, માર્ગદર્શન પામે છે, દિશા પામે છે અને સ્વને જાણે છે, સમજે છે અને ઓળખે છે.

સ્વ બ્રહ્મને જાણવું અને સમજવું જ આપણી પ્રારંભિક યોગ્યતા છે. જે જાણવાથી આપણી આંતઃ અને બાહ્યતા નો ખ્યાલ આવે છે.
આપણી અંદર શું છે?
આપણી બહાર શું છે?
આપણી અંદર આ બધું કેમ છે?
આપણી બહાર આ બધું કેમ છે?

આપણે પંચ મહાતત્વ અને પરમ અંશ દ્વારા જન્મ પામ્યા તેના પરિબળો - રહસ્યો - પરિવર્તનો - સાધ્યો - સિદ્ધાંતો - સંસ્કારો - ગતિઓ - ભૌતિક - આધ્યાત્મિક - દૈવિક સ્વરૂપો - વિજ્ઞાનો આદિ વિદ્યા પામવી અનિવાર્ય છે.
સ્વ સ્વરુપ ન જાણીએ કે ન સમજીએ તો આપણી યથાર્થતાનો અર્થ શું?
આપણી હયાતીનો મર્મ શું?
આપણી જીવ સૃષ્ટિની વૈજ્ઞાનિકતા શું?
આપણી જીવનની પ્રતિક્રિયા શું?
આપણાં માધ્યમથી રચાતા અને પરિવર્તતા તત્વોની પરિમતા શું?
આપણી જીવન વ્યવસ્થાનાં આચરણો શું?
આપણી આંતર રચનાનું વિજ્ઞાન શું?
આપણી બહાર રહેતા જગતનું શું?
આપણી સાથે રહેતા વિવિધ જૈવિક અજૈવિક તત્વોનું શું?

આ સમજવાથી જ સ્વ જણાય - સમજાય અને આનંદ ઉદભાવાય.

બ્રહ્મ જગતની ઉત્પતિ, સ્થિતિ, પરિવર્તન અને નૂતન કરનાર છે.

બ્રહ્મ નિત્ય, શુદ્ધ અને મુક્ત સ્વભાવ ધર્મી છે.

બ્રહ્મ સર્વભવનસમર્થ છે.

બ્રહ્મ અચિન્ત્ય ઐશ્વર્ય પ્રધાન છે.

આનંદાંશનું કારણ બ્રહ્મત્વ છે એટલે જ કર્તુ છે.

બ્રહ્મ છે એટલે સર્વત્ર ચેતન છે.

નાપિ જડ નાપિ જીવ સર્વત્ર બ્રહ્મ

બ્રહ્માંડમાં કેટલા સ્વરૂપો અને કેટલા શરીરો કે કેટલી યોનિઓ છે?
આ મનુષ્ય યોનિ કે મનુષ્ય શરીર કે મનુષ્ય રુપ સમજવું અતિ યોગ્ય છે. જે જે મનુષ્ય સિવાયના રૂપો, શરીરો કે યોનિ ઓ કેટલી મર્યાદા અને સિદ્ધાંતો થી અલગ છે, ભેદી છે, વિભિન્નાછિન્ન છે. દરેક

મનુષ્ય સિવાયની યોનિનો કેવલ વિચાર કરી ચિંતન કરીશું તો પણ થોડોક અચૂક ખ્યાલ અને સમજ આવશે કે - હા ! આ યોનિઓ શું છે અને કેવી છે અને કેમ છે?
આ તફાવતથી જ થોડો ખ્યાલ આવશે કે મનુષ્ય યોનિ શું છે - કેવી છે અને કેમ છે? આ અધ્યયન કરવા જેવો યોગ્ય નિર્ણય છે અને સૂક્ષ્મતાથી અભ્યાસ કરવો જ શ્રેષ્ઠતા છે.
આપણે આપણાં ઋષિ મુનિઓ એ રચેલા શાસ્ત્રો અને જીવન ચરિત્રો યોગ્યતા પૂર્વક સમજીશું તો જ આપણે આ આપણો જન્મ, જીવન અને સ્વને જાણીશું અને પામીશું .

સૂક્ષ્મતા થી અધ્યયન કરીએ તો યોનિ સૃષ્ટિ નાં અગણિત જન્મો અને રૂપો છે. એમાં માનવ યોનિ નો જન્મ અને રુપ કંઈક અનોખા પ્રકારનું છે જે સૃષ્ટિ નાં રહસ્યો ને શોધતો શોધતો આગળ ધપતો જાય છે - સાથે સાથે સૃષ્ટિ પણ તેનાં રહસ્યો માં ઐક્યતા સ્થાપતી સ્થાપતી વધુને વધુ નિત નૂતન રહસ્યો જન્માવતી જાય છે.

ઘણાં ઋષિ મુનિઓ, વૈજ્ઞાનિકો, બુદ્ધિ જીવીઓ સૃષ્ટિ અને બ્રહ્માંડોની પરિવર્તનતા નો અભ્યાસ કરતાં કરતાં રહસ્યો ની વિશિષ્ટતા સમજતા સમજતા અનેક પ્રકારના સિદ્ધાંતો અને જ્ઞાનની શ્રેષ્ઠતા તરફ અવિરત ગતિ કર્યા જ કરે છે.

જન્મ જાણવું, સમજવું, ઓળખવું અને કેળવવું યોગ્યતા ભરેલું છે. મુખ્યત્વે જાણતા જ નથી તો સમજાય જ નહી. શ્રી વલ્લભાચાર્યજી એ મૂળત્વ આ શિક્ષણ પાયાનું ઓળખીને જ આપણને માર્ગદર્શન આપે છે.

આપણાં સર્વ શ્રેષ્ઠ ઋષિ મુનિઓ એ અનેક પ્રકારનાં અધ્યયન અને પુરુષાર્થ કરી અનેક રહસ્યો નાં ઉકેલો, કડીઓ, નીતિ નિયમો ને ગોઠવ્યાં છે.

સામાન્યત જીવન તરીકે જોઈએ તો આપણે, આપણાં બાળકો જે રીતે અભ્યાસ કરીને સ્નાતક થયા બાદ જે જે વિચાર વિનિમય અને વ્યવહારિક કાર્યો અને પદ્ધતિ થી આપણે અનેક પ્રકાર ની યોગ્યતા, વિશિષ્ટતા, અનુભવતા અને સૈદ્ધાંતિકતા જાણીને, સમજીને, ઓળખીને અને કેળવીને અનેક પ્રકારનું જ્ઞાન મેળવી આમૂલ પરિવર્તનોથી જીવનનાં દરેક રહસ્યો ઉકેલી શકીએ છીએ.

પણ

નથી કરી શકતા. સોળ સંસ્કારો આગવી ભૂમિકા છે, જન્માધિકરણનું પ્રાથમિક જ્ઞાન પામવું અતિ અનિવાર્ય છે.

જીવ બ્રહ્મ નું સ્વરુપ છે. એટલે જેનામાં સજીવતા હોય તે જીવમાં બ્રહ્મ છે, જે જીવમાં પ્રાણ છે તે જીવમાં બ્રહ્મ છે. આ બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે. જે શુદ્ધ છે, નિરપેક્ષ છે, નિર્ગુણ છે. જે જીવમાં જ્યારે તે રુપ ધારણ કરે છે ત્યારે જ તે જીવ નાં ગુણધર્મો અને તેની આધિ, વ્યાધિ અને અવિદ્યા ની સંસર્ગતા ઉદભવે છે. જ્યારે જીવ સ્વરુપ ની રચના થાય છે તે રચનામાં જ વ્યાધિ સંયોજીત જ હોય છે, આ વ્યાધિ થી આધિ અને આ આધિ થી અવિદ્યા ઉદભવે છે, આ અવિદ્યા થી જ જીવ જગતમાં વિચરતા જીવન વ્યતીત કરે છે, આ વિચરણમાં જો તે યોગ્ય પુરુષાર્થ થી અવિદ્યા નો નાશ કરતો જાય તો તે જીવ યોગ્ય ગતિ પ્રસ્થાપિત કરે છે.

બ્રહ્મનાં ગુણધર્મો માં સત્ય, જ્ઞાન, અનંત, નિત્ય, શુદ્ધ, મુક્ત સ્વભાવવાળુ, સર્વાન્તર આનંદિત, જીવની ઉત્પતિ, સ્થિતિ અને નાશ કરનારું છે, સર્વભવનસમર્થ, અચિન્ત્ય ઐશ્વર્યવાળું છે, પ્રાપંચિક ધર્મોથી રહિત છે, ભોકતૃત્વ છે, આદિ છે.

**" જય શ્રી કૃષ્ણ "**